મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો. કૃત

## —: ત્રિવેદી :—

# પ્રાવેશિકાના અર્થ.

જેની અંદર મૂળાક્ષર, મૂળાક્ષર લખવાનો ક્રમ બે અક્ષરના શબ્દ, ત્રણ અક્ષરના શબ્દ, બારાક્ષરી, આંક, અર્થ, કવિતાની સમજુતી, [illegible] તથા બાદ કરવાનો કોઠો.



Publisher—*D. N. Shah.*
Gandhi Chowk—**Surat.**

આ પુસ્તક [illegible]ને ૧૮૬૭ના ૨૫મા એક્ટ મુજબ રજીષ્ટર [illegible] છે.

સાલ [illegible]:—ઇશ્વરલાલ મગનલાલ [illegible] શાહ.
શાહપોર—સુરત.

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
છાપવાનું ઠેકાણું:—શ્રી [illegible]વાલ બંધુ પ્રીન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ—સુરત.

સંવત ૧૯૮૬ ] કિંમત રૂ. ૦-૩-૦ [ સને ૧૯૩૦

# પ્રાવેશિકાનો અર્થ.

## મૂળાક્ષર શિખવવાનો ક્રમ.

| | | | |
|---|---|---|---|
| ક, ફ, | ગ, ણ, ઝ, | ટ, ઢ, ડ, ઠ, | દ, છ, ઘ, ધ, |
| ન, ત, મ, ભ, | | પ, ષ, થ, ય, | વ, બ, ખ, |
| ર, ચ, સ, જ્ઞ. | | લ, ળ, જ, ક્ષ, | |

## અક્ષરમાળા.

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ,
ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ,
મ, ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ, ક્ષ, જ્ઞ.

## બે અક્ષરના શબ્દો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કણ | ખડ | ગજ | તજ | નખ | મગ | રજ |
| કદ | ખલ | ગણ | તડ | નટ | મઠ | રડ |
| કફ | ખપ | ગઢ | તર | નવ | મણ | રથ |
| કર | ખસ | ગપ | તલ | નસ | મર | રસ |

# ત્રણ અક્ષરના શબ્દો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અસલ | ચડસ | જનમ | બગલ | વચન | હરણ |
| અક્ષર | ચલમ | જણસ | બરડ | વતન | હરફ |
| અડદ | ચપળ | જમણ | બદન | વરખ | હરખ |
| અદલ | ચમન | જસત | બરફ | વરસ | હજમ |

# બારાક્ષરી.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘ્+અ=ઘ | છ | ઝ | ટ | ઠ | ડ | ઢ | થ | દ | ધ | પ | ભ | ય | લ | સ |
| ઘ્+આ=ઘા | છા | ઝા | ટા | ઠા | ડા | ઢા | થા | દા | ધા | પા | ભા | યા | લા | સા |
| ઘ્+ઇ=ઘિ | છિ | ઝિ | ટિ | ઠિ | ડિ | ઢિ | થિ | દિ | ધિ | પિ | ભિ | યિ | લિ | સિ |
| ઘ્+ઈ=ઘી | છી | ઝી | ટી | ઠી | ડી | ઢી | થી | દી | ધી | પી | ભી | યી | લી | સી |
| ઘ્+ઉ=ઘુ | છુ | ઝુ | ટુ | ઠુ | ડુ | ઢુ | થુ | દુ | ધુ | પુ | ભુ | યુ | લુ | સુ |
| ઘ્+ઊ=ઘૂ | છૂ | ઝૂ | ટૂ | ઠૂ | ડૂ | ઢૂ | થૂ | દૂ | ધૂ | પૂ | ભૂ | યૂ | લૂ | સૂ |
| ઘ્+એ=ઘે | છે | ઝે | ટે | ઠે | ડે | ઢે | થે | દે | ધે | પે | ભે | યે | લે | સે |
| ઘ્+ઐ=ઘૈ | છૈ | ઝૈ | ટૈ | ઠૈ | ડૈ | ઢૈ | થૈ | દૈ | ધૈ | પૈ | ભૈ | યૈ | લૈ | સૈ |
| ઘ્+ઓ=ઘો | છો | ઝો | ટો | ઠો | ડો | ઢો | થો | દો | ધો | પો | ભો | યો | લો | સો |
| ઘ્+ઔ=ઘૌ | છૌ | ઝૌ | ટૌ | ઠૌ | ડૌ | ઢૌ | થૌ | દૌ | ધૌ | પૌ | ભૌ | યૌ | લૌ | સૌ |
| ઘ્+અં=ઘં | છં | ઝં | ટં | ઠં | ડં | ઢં | થં | દં | ધં | પં | ભં | યં | લં | સં |
| ઘ્+અઃ=ઘઃ | છઃ | ઝઃ | ટઃ | ઠઃ | ડઃ | ઢઃ | થઃ | દઃ | ધઃ | પઃ | ભઃ | યઃ | લઃ | સઃ |

ઝભલુ=બચ્ચાંને પહેરવાનું ઘુંટણ સુધીનું કપડું
દુઆનુ=બેવડો પૈસો
પવાલુ=પાણી પીવાનું વાસણ
તપેલી=રાંધવાનું વાસણ
નગારૂં=મોટો ઢોલ
રથ=ચાર પૈડાની ઘુમટવાળી ગાડી
અખોટો=મંજો
ધનુષ=મારવાનું ઓજાર
હળ=જમીન ખેડવાનું ઓજાર
ફળ=મેવો
વહાણ=પાણીમાં તરતું માલ લઈ જવા લાવવાનું સાધન
ઋષિ=તપસ્વી
એડી=પગના તળીઆનો પાછલો ભાગ
ઓસીકું=માથા નીચે મૂકવાનો તકીઓ

અંગરખું = કેસવાળો ડગલો
ઓસડ=દવા
હોઠ=મોંનું ઢાંકણ
આરસી=મોં જોવાનો આયનો
ઊન=ઘેટાના વાળ
ઘડીઆળ=વખત જાણવાનું યંત્ર
ખુરશી=નેતરનો અંઢેલવાનો બાજઠ
થાળી=જમવાનું વાસણ
દૂધી=શાકનું નામ
મૂળો=શાકનું નામ
મામા=માના ભાઇ
કાકા=બાપના ભાઇ
માસા=માની બ્હેનનો વર
માસી=માસાની વહુ; માનીબ્હેન
કાકી=કાકાની વહુ
ભાભી=ભાઇની વહુ
મામી=મામાની વહુ
ઉંદર, ઘોડો, ઘેટું, ગધેડું, ઊંટ, હરણ, ટટ્ટુ, ગાય, બિલાડી, હાથી, શિયાળ, વરૂ, બળદ, સસલું, બકરી, કુતરો=ચોપગા પ્રાણીના નામ

ચકલી=બે પગને બે પાંખનું પ્રાણી.
સમડી, શાહમૃગ, કબુતર=બે પગને બે પાંખનાં પ્રાણી.
ઇયળ, મંકોડો=છ પગવાળાં જીવડાં
વડ=ટેટા ફળના ઝાડનું નામ
આંખ=જોવાની ઇંદ્રિય
હાથેલી=પંજાનો આગલો ભાગ
ઘુંટણ=પગનો જાંગને નળાને જોડનારો ભાગ
વાંસો=બરડો
લેંઘા=કમરથી પગ સુધીનું પહેરવાનું કપડું

ધોતીઉ=કમરથી પગ સુધી પહેરવાનું
ઢોર=ચોપગાં પ્રાણી
પાંદડું=પાંતરૂં
વાજું=વગાડવાનું યંત્ર
દુ:ખ=આપદા; બેચેની
સુખ=મઝા; આનંદ
દુંટી=પેટને કલેજાં વચ્ચેનો ભાગ
બાંય=હાથ ઢાંકવાનું લૂઘડું
ચીભડાં, વેગણ, પાપડી=શાકનાં નામ
લવીંગ=તેજાનાનું નામ
અંજીર, દાડમ, નારંગી, બોર, તડબુચ, ફણસ, જમરૂખ, રાયણ, અનનાસ, દરાખ=ફળનું નામ
લાલ, લીલો, પીળો, ગુલાબી, ધોળો, ભૂરો, કાળો, વાદળી=રંગનું નામ
પોપટ, કાગડો=પક્ષીનું નામ
ચાંદો=ચંદ્રમા
ચોપડી=પોથી
ગુલાબ,કમળ=ફુલનું નામ
પતંગીઉં=ઉડતું જીવડું
વાઘ=ફાડીખાનારૂં ચારપગુ પશુ
મરચું=તિખાશવાળી ખાવામાં આવતી ચીજ
ઘઉં, ચોખા=અનાજનું નામ
અંગુઠો=આંગળાની પહેલાંનું ખુઠું નાનુ ને પહોળું આંગળું

### પાઠ ૧ લો.

સૂરજ=સૂર્ય; દિવસે આકાશમાં દેખાય છે તે
ચળકે છે=અજવાળું આપે છે
ગમે છે=પસંદ પડે છે
રોજ=દરરોજ; હંમેશાં
ઊગે છે=દેખાય છે

### પાઠ ૨ જો.

પાંજરામાં=પોપટને રાખવાનાં ઘરમાં
ભાવે છે=ગમે છે; સારાં લાગે છે
તીણી=અણીવાળી
ઘાલવી=મૂકવી

### પાઠ ૩ જો.

ટપાલી=કાગળ વહેંચનાર સિપાઇ
ટપાલ=કાગળ
કમરે=કેડે
ગોઠવીને=એક પછી એક મૂકીને
પટો=કમરે બાંધવાનો ચામડાનો કે સુતરનો પટો

### પાઠ ૪ થો.

ખૂબ=બહુ
ખોંખારે છે=બોલવા જેવું કરે છે.
મજબૂત=જબરા; જોરવાળા

### પાઠ ૫ મો.

સાંજ=રાત પડવાનો

વખત
પડી=થઇ
બાગ=મોટી વાડી
મઝા=ગમત
ઠંડક=ઠંડી; ટાઢ
વાસ=ગંધ
જલદી=વહેલો

પાઠ ૬ ઠ્ઠો.

ઉજાણી=મીજબાની; ભેગાં મળી ખાવું
વાડી=નાના બાગ જેવું કરેલું હોય તે
ગમે છે=સારૂં લાગે છે
ફળ=કેરી, કેળાં, દાડમ વગેરે

પાઠ ૭ મો.

ચાંદની=ચાંદાનું અજવાળું.
મઝા=ગમત, આનંદ
મઝેની=સારી, શોભીતી
કિનારો=નદીનો કાંઠો
રળીઆમણાં=સુંદર; મઝાનાં
ખીલે છે=ઘણી સારી પડે છે
ચાંદલીઓ=ચાંદો
સુંદર=મઝાનો

પાઠ ૮ મો.

ભરાઈ જાય=સંતાઈ જાય
પાળીશું=ઘરમાં રાખીશું ને ખવડાવીશું
ભસે છે=ભૂં ભૂં કરી બોલે છે
કેળવવાથી=શીખવવાથી
દેખી=જોઇ
હોશિયાર=ચાલાક; ઝટ શીખે એવાં

પાઠ ૯ મો.

નિશાળ=ભણવાની જગ્યા
શેરી=મહોલ્લો, ફળીઉં
ભણે છે=શીખે છે
મન થાય=ગમે છે
મહેતાજી=ગુરુજી; માસ્તર
કસરત=શરીર જબરૂં થાય એવી રમત
બાપુજી=બાપાજી
હેત=વહાલ
હોંસ થાય=મન થાય; ગમે છે

પાઠ ૧૦. મો

વરઘોડો=વર પરણવા જાય ત્યારે વાંજા વગેરે વાગતાં જાય છે તે
નિશાન=વાવટો; મોટી ધજા
ડંકો=ઘોડાં પર નગારૂં મૂકી વગાડે તે
સાજન=વરઘોડામાં આવેલા લોકો
ઘણું મોટું=ખૂબ
વરરાજા=ઘોડા પર બેસી પરણવા જાય છે તે વર;
શોભે=સારો લાગે
પાછળ=પછવાડે

પાઠ ૧૧ મો.

આકાશ=ગગન; જે છાપ

રાથી ઉંચે દેખાય તે
વાદળાં=આકાશમાં વર-
સાદ આવવા પહેલાં
થાય છે તે
અંધારૂં=દેખાય નહિ
એવું; રાત જેવું
વરસાદ=વાદળમાંથી
પાણી આવે તે

**પાઠ ૧૨.**

વાંદળાં ગયાં=આકાશ
ચોકખું થયું
ઋતુ=હવા પાણી
શિયાળો=ટાઢના દિવસ
ચોમાસું=વરસાદનાદિવસ
નજીક=પાસે
તપાસજે=ધ્યાન રાખજે;
સંભાળજે
ખસવાનું=આઘે જવાનું

**પાઠ ૧૩.**

ઉનાળો=તાપ પડે તે
દિવસો
ખમાતાં=પહેરાતાં
ફાવે છે=સારાં લાગે છે
મન થાય=ગમે
મઝેના=સારાં ગમે એવાં
મોગરા=ઉનાળામાં સફેદ
રંગે જે ફુલ થાય છે તે
મઝા=ગમત

**(૧) ઈશ વિષે.**

આસપાસ=ચારે બાજુ
આકાશમાં=ગગનમાં;
ખાલી જગામાં
હૈયામાં=મનમાં
ખાસ=નક્કી
સરોવર=મોટું તળાવ
નદી=તાપી, રેવાજી,
ગંગાજી વગેરે
ડુંગર=બહુ ઉંચા ઉંચા
ટેકરાની હાર
ઈશ=ભગવાન
વાસ=રહેઠાણ, રહેવાની
જગા
છાનીમાની=કોઇ ન જાણે
એમ
કદી=કોઇ વખત
ઘડીએ=કરીએ
ઘાટ=વિચાર
જગનો તાત=ભગવાન
ભજિયે=ભજન કરીએ
નિત=દરરોજ

**(૨) પોપટ વિષે.**

મીઠાં બોલ=કાનને સારાં
લાગે એવાં બોલ
સુણતાં=સાંભળતાં
ઉપજે=થાય
હરખ=આનંદ
અતોલ=ઘણો
નમણું=નમેલું
ધારે=રાખે
ધણિ=માલિક, શેઠ
ધાક=બીક; ડર
સરવ=બધા
ઉપજે=પેદા થાય
હેત=વહાલ
અથાગ=ઘણું
પાળે=ઘરમાં રાખી
ખવડાવે
ભાવથી=હેતથી
કાગ=કાગડો

કોટ=ડોક
કાંઠલો=કાળો કાપો

### (૩) માનુ હેત.

પારણું=નાના છોકરાને સુવાનું ઘોડીઆં જેવું
બાળ=નાનો છોકરો
છેક=પૂરેપૂરો
છાનો=રડતો બંધ કરવો તે
દેખી=જોઇ
મહા=મોટી
હેતવાળી=વહાલ રાખનારી
દયાળી=દયા રાખનારી
રાજી=ખૂશ
રીઝાવી=ખૂશ કરી
ગીત ગાતું=હાલરડાં ગાવાં

### (૪) રખડતો છોકરો.

રખડતો=ભટકતો
તોફાન=મસ્તી
આડોઅવળો=ગમે ત્યાં
જળે ઉભરાય=ઘણુંજ પાણી આવ્યું
રેલ=નદીમાં ઘણું પાણી આવે તે
લલચાય=લાલચ થાય; હોંસ થાય
કિનારા=કાંઠે
પાસ=પાસે
ખાસ=પૂરૂં
હરખાય=ખુશ થાય
છોળ=પાણીની છાલક
જોસ=જોર
જળમાંય=પાણીમાંય

### (૫) ઘેર જતાં.

તાલે તાલે=તાલબંધ
ડગલાં ભરતાં=પગલાં ભરતાં
જલદી=ઉતાવળ
હીંડો=ચાલો
આડાં અવળાં=વાંકા ચુંકા
નમન કરીને=પગે લાગીને

## કવિતાની સમજુતિ.



### (૧) ઈશ વિષે.

ચારે બાજુ આકાશમાં ને આપણા મનમાં તે નક્કી છે. નદી, સરોવર, ડુંગર એ બધાની અંદર ભગવાન રહે છે. (૧) આપણે કોઈ ન સાંભળે એવી રીતે વાત કરીએ, ને આપણાં મનમાં કંઇ વિચાર કરીએ, તે ભગવાન જાણે છે. (૨) ઓ ભગવાન તારૂં ભજન કરીએ. કેમકે તારૂં નામ બહુ મોટું છે તારા રોજ ગુણ ગાયા કરીએ તો, અમારાં બધાં કામ થાય છે.

## (૨) પોપટ વિષે.

પોપટ પાંજરામાં બેઠો છે, ને સારાં લાગે એવાં બોલો બોલે છે. તે સાંભળીને લોકનાં મનમાં ઘણો આનંદ થાય છે. (૧) તેને કોટ ઉપર નું કે ડોક ઉપર કાળો કાપો હોય છે, ને તેનું નાક રાતું, ને નમેલું હોય છે. તે લીલા રંગનો છે. ને પોતાના માલીકની બીક રાખે છે—(૨) તે મીઠું મીઠું બોલે છે, તેથી તેના ઉપર બધાને ઘણું હેત આવે છે, તેથી પોપટને હેત રાખી પાળે છે; પણ કોઈ કાગડાને પાળતું નથી.

## (૩) માનુ હેત.

જ્યારે હું નાનો બાળક હતો, ને પારણામાં સૂતો સૂતો રડતો, તે વખતે મને પૂરેપૂરો કોણ છાનો રાખતું ? વળી મને દુઃખ પડતું તે જોઈને કોણ દુઃખી થતું ? ઘણાં હેતવાળી ને દયાવાળી મા તુંજ—(૧) મને દેખીને તું ખૂશ ખૂશ થતી, મને રમાડતી, ને સમજાવીને તું રાજી રાજી થતી, અને મારી આગળ કોણ મીઠાં મીઠાં ગીતો ગાતું ? ઘણાં હેતવાળી ને દયાવાળી મા તુંજ-(૨)

## (૪) રખડતો છોકરો.

એક હસમુખ નામનો છોકરો રખડતો હતો તે બહુ મસ્તી કરતો ને દોડમદોડ કર્યા કરતો-(૧) નિશાળેથી ઘેર જતાં મરજી પડે ત્યાં જતો ને મોટાં માણસના બોલ માનતો નહિ-(૨) એક દિવસ વરસાદથી નદીમાં બહુ પાણી આવેલું તેથી મોટી રેલ આવી તે જોવા તેનું મન લલચાયું (૩) તેથી હસમુખ તરત નદીના કિનારા તરફ દોડી ગયો ત્યાં પાણી વધતું જતું હતું તે જોવામાં તેનું મન ઘણું લાગ્યું—(૪) પાણીની દડીથી હસમુખ ખૂશ થયો ને વધારે પાણી આવતું જોઈ રાજી થતો ગયો—(૫) તે પાણીમાં આગળ ચાલવા લાગ્યો, તથા તેમાં કૂદકા મારી

ખૂશ થવા લાગ્યો પણ પાણીની છોળના જોરથી તે પાણીમાં ડૂબી ગયો-(૬)

## (૫) નિશાળેથી ઘેર જતાં.

ભણવાનું પુરૂં થયું, તેથી ચાલો ઘેર જઇએ; તાલબંધ પગલાં ભરીને, અહીંથી ઘેર ભણી ચાલો—(૧) ગડબડ કીધા વિના ચાલો, અહીંથી ઘેર ચાલો; સ્લેટ-પેન ને ચોપડી લઇ, આપણે અહીંથી ઘેર ચાલો—(૨) બહારો બહાર કંઇ ગયા વગર ચાલો આપણે ઘેર જઇએ; મંગુસજીને પગે લાગીને, આપણે અહીંથી ઘેર જઇએ.—(૩)

# એકથી સો સુધીનું એકમ દશકનું જ્ઞાન

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ | ૮૧ | ૯૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ | ૮૨ | ૯૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ | ૮૩ | ૯૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ | ૮૪ | ૯૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ | ૮૫ | ૯૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ | ૮૬ | ૯૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ | ૮૭ | ૯૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ | ૮૮ | ૯૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ | ૮૯ | ૯૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ |

# એકથી દશ સુધીમાં ઉમેરવું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧+૧= ૨ | ૧+ = ૩ | ૧+૩= ૪ | ૧+૪= ૫ | ૧+૫= ૬ |
| ૨+૧= ૩ | ૨+૨= ૪ | ૨+૩= ૫ | ૨+૪= ૬ | ૨+૫= ૭ |
| ૩+૧= ૪ | ૩+૨= ૫ | ૩+૩= ૬ | ૩+૪= ૭ | ૩+૫= ૮ |
| ૪+૧= ૫ | ૪+૨= ૬ | ૪+૩= ૭ | ૪+૪= ૮ | ૪+૫= ૯ |
| ૫+૧= ૬ | ૫+૨- ૭ | ૫+૩= ૮ | ૫+૪= ૯ | ૫+૫=૧૦ |
| ૬+૧= ૭ | ૬+૨= ૮ | ૬+૩= ૯ | ૬+૪=૧૦ | ૬+૫=૧૧ |
| ૭+૧= ૮ | ૭+૨= ૯ | ૭+૩=૧૦ | ૭+૪=૧૧ | ૭+૫=૧૨ |
| ૮+૧= ૯ | ૮+૨=૧૦ | ૮+૩=૧૧ | ૮+૪=૧૨ | ૮+૫=૧૩ |
| ૯+૧=૧૦ | ૯+૨=૧૧ | ૯+૩=૧૨ | ૯+૪=૧૩ | ૯+૫=૧૪ |
| ૧૦+૧=૧૧ | ૧૦+૨=૧૨ | ૧૦+૩= ૩ | ૧૦+૪=૧૪ | ૧૦+૫=૧૫ |



| | | | | |
|---|---|---|---|---|
| ૧+૬= ૭ | ૧+૭= ૮ | +૮= ૯ | ૧+૯= ૦ | ૧+૧૦=૧૧ |
| ૨+૬= ૮ | ૨+૭= ૯ | ૨+૮=૧૦ | ૨+૯=૧૧ | ૨+૧૦=૧૨ |
| ૩+૬= ૯ | ૩+૭=૧૦ | ૩+૮=૧૧ | ૩+૯=૧૨ | ૩+૧૦=૧૩ |
| ૪+૬=૧૦ | ૪+૭=૧૧ | ૪+૮=૧૨ | ૪+૯=૧૩ | ૪+૧૦=૧૪ |
| ૫+૬=૧૧ | ૫+૭=૧૨ | ૫+૮=૧૩ | ૫+૯=૧૪ | ૫+૧૦-૧૫ |
| ૬+૬=૧૨ | ૬÷૭=૧૩ | ૬+૮=૧૪ | ૬+૯=૧૫ | ૬+૧૦=૧૬ |
| ૭+૬=૧૩ | ૭+૭=૧૪ | ૭+૮=૧૫ | ૭+૯=૧૬ | ૭+૧૦=૧૭ |
| ૮+૬=૧૪ | ૮+૭=૧૫ | ૮+૮=૧૬ | ૮+૯=૧૭ | ૮+૧૦=૧૮ |
| ૯+૬=૧૫ | ૯+૭=૧૬ | ૯+૮=૧૭ | ૯÷૯=૧૮ | ૯+૧૦=૧૯ |
| ૧૦+૬=૧૬ | ૧૦+૭=૧૭ | ૧૦+૮=૧૮ | ૧૦+૯=૧૯ | ૧૦+૧૦=૨૦ |

# દશક ઉમેરવા

| | | |
|---|---|---|
| ૧૦+ ૧=૧૧ | ૧૦+૧૦+ ૧=૨૧ | ૧૦+૧૦+૧૦+ ૧=૩૧ |
| ૧૦+ ૨=૧૨ | ૧૦+૧૦+ ૨=૨૨ | ૧૦+૧૦+૧૦+ ૨=૩૨ |
| ૧૦+ ૩=૧૩ | ૧૦+૧૦+ ૩=૨૩ | ૧૦+૧૦+૧૦+ ૩=૩૩ |
| ૧૦+ ૪=૧૪ | ૧૦+૧૦+ ૪=૨૪ | ૧૦+૧૦+૧૦+ ૪=૩૪ |
| ૧૦+ ૫=૧૫ | ૧૦+૧૦+ ૫=૨૫ | ૧૦+૧૦+૧૦+ ૫=૩૫ |
| ૧૦+ ૬=૧૬ | ૧૦+૧૦+ ૬=૨૬ | ૧૦+૧૦+૧૦+ ૬=૩૬ |
| ૧૦+ ૭=૧૭ | ૧૦+૧૦+ ૭=૨૭ | ૧૦+૧૦+૧૦+ ૭=૩૭ |
| ૧૦+ ૮=૧૮ | ૧૦+૧૦+ ૮=૨૮ | ૧૦+૧૦+૧૦+ ૮=૩૮ |
| ૧૦+ ૯=૧૯ | ૧૦+૧૦+ ૯=૨૯ | ૧૦+૧૦+૧૦+ ૯=૩૯ |
| ૧૦+૧૦=૨૦ | ૧૦+૧૦+૧૦=૩૦ | ૧૦+૧૦+૧૦+૧૦=૪૦ |

# દશ સુધી બાદ કરવું.

| | | | | |
|---|---|---|---|---|
| ૧-૧=૦ | ૨-૨=૦ | ૩-૩=૦ | ૪-૪=૦ | ૫-૫=૦ |
| ૨-૧=૧ | ૩-૨=૧ | ૪-૩=૧ | ૫-૪=૧ | ૬-૫=૧ |
| ૩-૧=૨ | ૪-૨=૨ | ૫-૩=૨ | ૬-૪=૨ | ૭-૫=૨ |
| ૪-૧=૩ | ૫-૨=૩ | ૬-૩=૩ | ૭-૪=૩ | ૮-૫=૩ |
| ૫-૧=૪ | ૬-૨=૪ | ૭-૩=૪ | ૮-૪=૪ | ૯-૫=૪ |
| ૬-૧=૫ | ૭-૨=૫ | ૮-૩=૫ | ૯-૪=૫ | ૧૦-૫=૫ |
| ૭-૧=૬ | ૮-૨=૬ | ૯-૩=૬ | ૧૦-૪=૬ | |
| ૮-૧=૭ | ૯-૨=૭ | ૧૦-૩=૭ | | |
| ૯-૧=૮ | ૧૦-૨=૮ | | | |
| ૧૦-૧=૯ | | | | |

# ડમ્બેલ્સની ડ્રિલ.

તૈયાર કહેતાં તૈયાર થવું. ચાલો કહેતાં સીધા ઉભા રહેવું.

**રમત ૧**—૧) બેઉ હાથ સામે. ૨) ખભે. ( આમ આઠ સુધી )

**રમત ૨**—૨) તૈયાર—જાગૃત થવું, ચાલો-ડમ્બેલ્સ હાથમાં લઈ ઉભા રહેવું. ( ૧ ) બંને હાથ ખભાની સીધાણમાં ( મુઠ્ઠી આકાશ તરફ ચત્તી રાખવી. ) ( ૨ ) બંને હાથ ખભા ઉપર અડાવવા, ૩, ૫, ૭ એક પ્રમાણે ૪, ૬ બે પ્રમાણે. આઠે જમીનપર મૂકી દેવા.

**રમત ૩**—તૈયાર ઉપર મુજબ ચાલો—ઉપર મુજબ ( ૧ ) બંને હાથ માથાની સીધાણમાં કાનની લગોલગ ઉંચા રાખવા. ( ૨ ) ખભે અડાડવા. ૩, ૫, ૭ એક પ્રમાણે. ૪, ૬ બે પ્રમાણે. આઠે જમીનપર મૂકી દેવા.

**રમત ૪**—( ૨ જી થી ઉલટી. ) તૈયાર અને ચાલો રમત ૧ લી મુજબ. ( ૧ ) હાથ ખભાની સીધાણમાં સીધા પણ મુઠ્ઠી જમીન તરફ રાખવી ( ૨ ) બગલમાં અડકાડવા. ૩, ૫, ૭ એક પ્રમાણે ૪, ૬ બે પ્રમાણે, આઠે જમીન પર મૂકી દેવા.

**રમત ૫**—( ૩ જી ઉલટી ) તૈયાર અને ચાલો રમત ૧ લી મુજબ. ( ૧ ) બંને હાથ માથાની સીધાણમાં સીધા ઉંચા પણ મુઠી બહારની બાજુએ. ( ૨ ) ખભાની સીધાણમાં હાથ સીધા, ૩, ૫, ૭, એક પ્રમાણે. ૪, ૬ બે પ્રમાણે. આઠે જમીન પર મૂકી દેવા.

## સમાપ્ત.

## ત્રિવેદિ વાચનમાળા.

| | | |
|---|---|---|
| પ્રાવેશિકાના | અર્થ | ૦-૩-૦ |
| પુ. ૧ લાના | ,, | ૦-૪-૦ |
| પુ. ૨ જાના | ,, | ૦ ૫-૦ |
| પુ ૩ જાના | ,, | ૦-૬-૦ |
| પુ. ૪ થાના | ,, | ૦-૭-૦ |
| પુ. ૫ માના | ,, | ૦-૮-૦ |
| પુ. ૬ ઠ્ઠાના | ,, | ૦-૯-૦ |
| પુ. ૭ માના | ,, | ૦-૧૦-૦ |
| વિદ્યાપીઠ પુ. ૨જાના | | ૦-૪-૩ |
| ચોર્યાસી તા. નકશો | | ૦-૩-૦ |
| સુરત શહેરનો | ,, | ૦-૪-૦ |

## વર્નાક્યુલર ટેક્સ્ટ બુક

| | | |
|---|---|---|
| બાળવર્ગની નોટ | | ૦-૨-૦ |
| પહેલીના | અર્થ— | ૦-૨-૬ |
| બીજીના | ,, | ૦-૪-૦ |
| ત્રીજીના | ,, | ૦-૫-૦ |
| ચોથીના | ,, | ૦-૭-૬ |
| પાંચમીના | ,, | ૦-૮-૦ |
| છઠ્ઠીના | ,, | ૦-૯-૦ |
| સાતમીના | ,, | ૦-૧૦-૦ |
| કન્યા ૧લીના | ,, | ૦-૪-૦ |
| કન્યા ૨જીના | ,, | ૦-૫-૦ |
| કન્યા ૩જીના | ,, | ૦-૭-૦ |

## (સ્વ૦) છગનલાલ મોતીરામ શાહ કૃત.

| | | |
|---|---|---|
| બાળવર્ગ મુખગણિત શિ. | | ૦-૧-૬ |
| ધો. ૧ લાનો | ,, | ૦-૧-૯ |
| ધો ૨ જાનો | ,, | ૦-૨-૦ |
| ધો. ૩ જાનો | ,, | ૦-૨-૬ |
| ધો ૪ થાનો | ,, | ૦-૪-૦ |
| ધો. ૫ માનો | ,, | ૦-૪-૦ |
| બાળપોથીનો ડિક્ટે. શિ. | | ૦-૨-૦ |
| ધો. ૧ લાનો | ,, | ૦-૨-૬ |
| ધો ૨ જાનો | ,, | ૦-૩-૦ |
| ધો. ૩ જાનો | ,, | ૦-૩-૦ |
| ધો ૪ થાનો | ,, | ૦-૪-૦ |
| ધો. ૫ માનો | ,, | ૦-૪-૦ |
| કન્યા પુ. ૧ લાનો | ,, | ૦-૩-૦ |
| ત્રીવેદી, પુ. ૧ લાનો | | ૦-૩-૦ |

| | | |
|---|---|---|
| સુરત શહેરનો ભૂગોળ શિ. | | ૦-૩-૦ |
| ચોર્યાસી તાલુકાનો | ,, | ૦-૨-૦ |
| સુરત જીલ્લાનો | ,, | ૦-૩-૦ |

## પ્રશ્નોત્તરમાળા.

| | |
|---|---|
| ગુજરાત પ્રાંતની સા. ભૂ. | ૦- |
| મુંબઇ ઈલાકાની ભૂ. | ૦- |
| હિંદુસ્તાનની ભૂ | ૦- |
| ગુજરાતની વા. ઈતિ. રસિક | ૦- |
| સૃષ્ટિજ્ઞાન ધો. ૨ જાનું | ૦- |
| સુરત જિલ્લાનો નકશો | ૦- |
| અંકગણિતના મનોયત્ન | ૦-૧ |
| સુંદરજીકૃત પહેલીના અર્થ | ૦- |
| બાળ ગરબાવળીની નોટ | ૦-૨ |